શિશુ સાહિત્યમાળા પુષ્પ ૮ મું.

# નિસરણી.

## આઠમું પગથીયું.

લેખકો:
જુભાઇ દવે અને ગોવિંદભાઇ ઠાકર.

પ્રકાશક:
જેચંદ તલકશી એન્ડ સન્સ,
એમ્પાયર બિલ્ડીંગ, હોર્નબી રોડ,
મુંબઇ.

બે આના.

આવૃત્તિ પહેલી. ∴ સને ૧૯૩૯

શિશુ સાહિત્યમાળા,

સંપાદક,

વજુભાઇ દવે,

એલીસબ્રીજ : અમદાવાદ.

મુદ્રક : મનુભાઇ અમૃતલાલ શેઠ,
સ્વાધીન મુદ્રણાલય : રાણપુર.



લોટો

મોટો

ખોટો

જોટો

ઘોડો

જોડો

થોડો

ખોડો

ગોટો

| | |
|---|---|
| હોડી | ગોળી |
| ઘોડી | ટોળી |
| છોડી | ઝોળી |
| જોડી | ઢોળી |
| થોડી | પોળી |
| સોટી | ડોળી |
| રોટી | |
| ખોટી | |





મો ર.

ચો ર.

બો ર.

કો ર.

છો ડ.

ફો ડ.

તો ડ.

જો ડ.

મારો ભાઈ.

તારો ભાઈ.

જાડો ભાઈ.

સારો ભાઈ.

નાનો ભાઈ.



મારો ભાઈ નાનો.

તારો ભાઈ નાનો.

મારો ભાઈ સારો.

તારો ભાઈ સારો.

મારો ભાઈ જાડો.

તારો ભાઈ જાડો.





આ ગોટો.

ગલ ગોટો.

આ ઘોડો.

ઘોડો કાળો.

આ ગોળો.

ગોળો સારો.

કાગળ લીધો,

હોડી કરી;

હોડી લઈ,

તરતી મૂકી.

તરતી તરતી,

દરિયે ગઈ.

દરિયે ગઈ,

ડૂબી ગઈ.



ભ મ રો.

મ મ રો.

ખા ટ લો.

પા ટ લો.

કા ગ ડો.

પો પ ટ.



ચ ક લો.

હો લો.

કોયલ કૂ કૂ કરે છે.

ભમરો ગું ગું કરે છે.

કાગડો કો કો કરે છે.

હોલો ઘૂ ઘૂ કરે છે.



પોપટ પઢે છે.

ચકલો ચક ચક કરે છે.

વાંદરો હુક હુક કરે છે.

ગધેડો ભૂંકે છે.

૨૧૬૪૦

કાગડો જો.

કોયલ જો.

હોલો જો.

પોપટ જો.

ચકલો જો.

વાંદરો જો.

ભમરો જો.



લી મ ડો.

રૂ પિ યો.

કૂ ત રો.



દે ડ કો.

ખા ખ રો.

લા ડ વો.

ભા ખ રો.



કડવો લીમડો.

મોળી છાશ.

ખારી જાર.

ખોટો રૂપિયો

સાચો રૂપિયો

મોટો પહાડ

નાનો પહાડ



પાટલો નાખશો ?

હા, જી.

પાલો લાવશો ?

હા, જી.



વાડકો લાવશો ?

હા, જી.

રોટલો ખાશો ?

ના, જી.

લાડવો ખાશો ?

હા, જી.

આ લુહાર.

આ એનો હથોડો.

આ કુંભાર.

આ એનો ચાકડો.

આ સુતાર.

આ એનો વાંસલો.

આ દરજી.

આ એનો સંચો.

ગાડીનો આ પાટો.

લીસો લીસો પાટો.

લાંબો લાંબો પાટો.

લોઢાનો એ પાટો.

પાટે ગાડી ચાલી જાય.

પાટે ગાડી દોડી જાય.

જરાક પાટો આડો થાય.

કડાક કરતી ભાંગી જાય.



મને ભમરડો ફેરવવો ગમે.

મને પતંગ ચગાવવો ગમે.

મને ખોખો રમવી ગમે.

મને ઘોડે ચડવું ગમે.

મને આંબાનો મોર ગમે.

મને લીમડાનો કોર ગમે.

મને ખાદીની ટોપી ગમે.

મને ખાદીનો ડગલો ગમે.

મને માટીનો લોટો ગમે.

મને બાજરીનો રોટલો ગમે.

મને કેરીનો ગોટલો ગમે.



રોજ સાંજે બાવો આવે.

ટોકરી ખખડાવતો બાવો આવે.

ચીપિયો વગાડતો બાવો આવે.

ડોલતો ડોલતો બાવો આવે.

લોટ માગતો બાવો આવે.

બાંગ મારતો બાવો આવે.



પૂનમનો આ ચાંદો.

ગોળ મજાનો ચાંદો.

ધોળો ધોળો ચાંદો.

ચાંદો જોવો
બહુ ગમે,

એનાં ગીતો
ગાવાં ગમે,

એની સાથે
રમવું ગમે,

ચાંદો રાણો
સહુને ગમે.

હું એક પક્ષી છું.
મારે બે પાંખ છે.
મારે એક ચાંચ છે.
મારો રંગ કાળો છે.

હું ઝાડે ઝાડે ઊડું છું.
આંબા ડાળે ઝૂલું છું.
ઊંચી ડાળે બેસું છું.
લાંબે સાદે ગાઉં છું.
ટહૂકા કરતી ગાતી જાઉં.
કૂ કૂ કરતી ઊડી જાઉં.
કહો મારૂં નામ શું ?

ચાંદા ચોળી

હાથમાં પોળી

ઘીમાં ઝબોળી

દહીં કે દૂધડી

માખણ ફૂદડી

બચીબેનના મોંમાં

લપુક પોળી

બાપાજીનો ધોકો લીધો.

ધોકાનો મેં ઘોડો કીધો.

ઘોડો કૂદે ધમધમ,

ઘુઘરી વાગે ઘમઘમ.

*      *      *

ગોરી ગોરી ગાવલડી,

ને ગોરાં એનાં દૂધ.

મીઠી મીઠી માવલડી,

ને મીઠાં એનાં મુખ.

ફૂલડાંની માળ,

મારી ફૂલડાંની માળ,

નાની મજાની,

મારી ફૂલડાંની માળ.





કાળી કોયલ,

કૂ ઉ ઉ ઉ;

આંબા ડાળે,

કૂ ઉ ઉ ઉ;

સરોવર પાળે,

કૂ ઉ ઉ ઉ;

કાળી કોયલ,

કૂ ઉ ઉ ઉ;



આવજે મોર, આવજે મોર,

મારે આંગણીયે આવજે મોર.

દાણા હું નાખીશ,

પાણીડાં પાઈશ.

પગલાં તો સુંદર પાડજે,
મોર,

મારે આંગણીયે આવજે મોર.

કોણ છે?

હું છું.

હું કોણ?

મીનીબાઈ.

જાવ, જાવ,

તમારૂં કામ નથી,

ઉંદરભાઈને મારો છો,

તમારી સાથે કોણ રમે!

ડાહીનો ઘોડો,

પાણી પીતો,

રમતો જમતો,

હાથમાં લાકડી,

કમર કાકડી,

જેને ઝીલાય,

તેને ઝીલી લેજે.

એ નટુભાઈ પકડાયા.

મેળો છે, ભાઈ, મેળો,
મેળો જોવા જેવો.

*  *  *

મૂળો છે, ભાઈ, મૂળો,
દાદાજીની દાઢી જેવો.



મૂળો છે, ભાઈ, મૂળો.

*  *  *

ધૂળો છે, ભાઈ, ધૂળો.
ગામનો હજામ ધૂળો.



પોઢે છે, પોઢે છે,
વીર મારો પોઢે છે.

પોઢીને એ જાગશે,
ખાવાનું ઝટ માગશે.

મોતી લાવે મીઠાં બોર,
સોનાં લાવે ધાણી,

બધાં છોકરાં ભેગાં બેસી,
કરીએ આજ ઉજાણી.

ઊભો હતો, ઊભો હતો,

જાડો પાડો ઊભો હતો.

આરામથી એ ઊભો હતો.

ધોકો દીધો ઊભો હતો.

લાઠી મારી ઊભો હતો.

આરામથી તોય ઊભો હતો.





આ મારો વાવટો.
મારો વાવટો લીલો.
મારો વાવટો ધોળો.
મારો વાવટો કેસરી.
મારો વાવટો ઊંચે ચડે,
મારો વાવટો બહુ ગમે.

વાવટા, વાવટા,
જે જે.

સમાપ્ત.

# શિશુ સાહિત્ય માળા

સંપાદક : મનુભાઈ દવે

## બાળવર્ગથી તે ધોરણ ચોથા સુધીના બાળકો વાંચી શકે તેવા શાસ્ત્રીય પદ્ધતિથી લખાએલાં પુસ્તકો

| | | |
|---|---|---|
| રઘુરાજા અને બીજી વાતો | | મોંઘીબેન |
| આલાખાચર અને બીજી વાતો | | મોંઘીબેન |
| કેસરીસિંહ | | મોંઘીબેન |
| અમથારામ | | સોમાભાઈ ભાવસાર |
| નવી ઇસપનીતિ | ૧ | ગિજુભાઈ |
| નાના હતા ત્યારે | | સોમાભાઈ ભાવસાર |
| કેમ રહેવાય | | ગિજુભાઈ |
| ફૂલોની સુગંધ | | ગિજુભાઈ |
| આપણી વનસ્પતિઓ | | ગિજુભાઈ |
| ૧૯૩૦ની લડાઈ | | રામભાઈ પાઠક |
| વાર્તા ગુચ્છ | | ગિરીશભાઈ |
| અમારૂં પતંગીયું | | મનુભાઈ દવે |
| પુંડરીકનાં બાલગીતો | | પુંડરીક |
| આપણું ગામ | | મનુભાઈ દવે |
| વાર્તા મંજરી | | સોમાભાઈ પટેલ |
| બારોટના ઉખાણા | | ગુલાબસિંહ |
| શ્રમજીવીઓ | | મકંદ |
| રૂપ સુંદરી | | ચંદ્રભાઈ ભટ્ટ |
| ફરવા જતાં | | ઉમાશંકર જોશી |

મળવાનું સ્થળ :

જેચંદ તલકશી એન્ડ સન્સ

એસ્પ્લેનેડ બિલ્ડીંગ, હોર્નબી રોડ, મુંબાઈ